॥ श्री ॥

# सामायक सूत्र.

( अर्थसहित. )

ચૈત્યવંદન કરવાની વિધિ સુત્રોનાં અર્થસહિત,
તથા ચૈત્યવંદનો, સ્તવનો, થોયો વિગેરે
ઘણી બાબતો સાથે.

પ્રકાશક-મેઘજી હીરજી.
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.
નં. ૫૬૬ પાયધુની-મુંબાઈ.

આવૃત્તિ પહેલી.—પ્રત ૨૦૦૦.

ધી સૂર્યપ્રકાસ પ્રિન્ટીંગ પ્રેસમાં મુળચંદભાઈ ત્રીકમલાલે
છાપ્યું-કાળુપુર ટંકશાળમાં—અમદાવાદ.

વીર સંવત ૨૪૪૭—વીક્રમ સંવત ૧૯૭૭.

કિંમત બે આના.

# ચોવીસ તિર્થંકરોનાં નામ, તથા માતા, પિતા, લંછન, વિગેરેનાં નામનો કોઠો.



| નંબર. | તિર્થંકરોનાં નામ. | માતાનાં નામ. | પિતાનાં નામ. | લંછન. |
|---|---|---|---|---|
| ૧ | રીખવદેવ | મરૂદેવીમાતા | નાભિરાજા | ઋષભ |
| ૨ | અજીતનાથ | વિજ્યામાતા | જીતશત્રુરાજા | હાથી |
| ૩ | સંભવનાથ | સેનામાતા | જીતારીરાજા | ઘોડો |
| ૪ | અભિનંદન | સિદ્ધાર્થામાતા | સંવરરાજા | વાંદરો |
| ૫ | સુમતીનાથ | મંગલામાતા | મેઘરાજા | ક્રૌંચપક્ષી |
| ૬ | પદ્મપ્રભુ | સુશીલામાતા | શ્રીધરરાજા | રાતુકમળ |
| ૭ | સુપારશ્વનાથ | પૃથ્વીમાતા | પ્રતિષ્ટરાજા | સાથીઓ |
| ૮ | ચંદ્રપ્રભુ | લક્ષ્મણામાતા | મહાસનરાજા | ચંદ્રમા |
| ૯ | સુવિધિનાથ | રામામાતા | સુગ્રીવરાજા | મછમધર |
| ૧૦ | શિતળનાથ | નંદામાતા | દ્રદરથરાજા | શીવછ |
| ૧૧ | શ્રેયાંશનાથ | વિશ્નુંમાતા | વિશ્નુંરાજા | ખડગી |
| ૧૨ | વાસુપુજ્ય | જયામાતા | વસુપુજ્યરાજા | પાડો |
| ૧૩ | વિમળનાથ | શ્યામામાતા | સુતવર્મરાજા | સુઅર |
| ૧૪ | અનંતનાથ | સુયસામાતા | સિંહસેનરાજા | સેચાંણો |
| ૧૫ | ધર્મનાથ | સુવ્રતામાતા | ભાનુંરાજા | વજર |
| ૧૬ | શાંતીનાથ | અચિરામાતા | વિશ્વસેનરાજા | હરણ |
| ૧૭ | કુંથુનાથ | શ્રીમાતા | સુરરાજા | બોકડો |
| ૧૮ | અરનાથ | દેવીમાતા | સુદર્શનરાજા | નંદાવ્રત |
| ૧૯ | મલ્લીનાથ | પ્રભાવતીમાતા | કુંભરાજા | કળશ |
| ૨૦ | મુનીસુવ્રત | પદ્માવતી | સુમિત્રરાજા | કાચબો |
| ૨૧ | નમીનાથ | વિપ્રામાતા | વીજયરાજા | નીલકમલ |
| ૨૨ | નેમનાથ | શિવાદેવીમાતા | સમુદ્રવિજયરાજા | શંખ |
| ૨૩ | પારશ્વનાથ | વામામાતા | અશ્વસેનરાજા | સર્પ |
| ૨૪ | મહાવીરસ્વામી | ત્રિસલામાતા | સિદ્ધાર્થરાજા | સિંહ |

॥ श्री पार्श्वनाथ नमः ॥

॥ अथ ॥

# श्री सामायक सूत्र.

## ( अर्थ सहित. )

---

## सामायक लेवानी विधि.

પ્રથમ ઉંચે આસને પુસ્તક પ્રમુખ મુકીને શ્રાવક શ્રાવિકા કટાસણું, મુહુપત્તી, ચરવળો લેઈ શુદ્ધ વસ્ત્ર પહેરી જગ્યા પુંજી કટાસણા ઉપર બેશી મુહુપત્તી ડાબા હાથમાં મુખ પાસે રાખી જમણો હાથ થાપના સન્મુખ રાખી ૧ નવકાર ગણી પંચિંદિયા કહેવા.

## अथ नवकार (प्रथम मंगल.)

નમોઅરિહંતાણં—બાર ગુણે કરી વિરાજમાન છે જે અરિહંત ભગવાન તેમને નમસ્કાર થાઓ.

નમો સિદ્ધાણં—આઠ ગુણોએ કરી સહિત જે સિદ્ધ ભગવાન તેમને નમસ્કાર થાઓ.

નમો આયરિયાણં—પાંચ પ્રકારના આચારને પાળનાર અને છત્રીશ ગુણોએ કરી સહિત હોય એવા આચારજ ભગવાનને નમસ્કાર થાઓ.

**નમો ઉવજ્ઝાયાણં**—પચીસ ગુણોને ધારણ કરનાર ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ.

**નમો લોએ સવ્વ સાહુણં**—અઢીદ્વીપના લોકમાંના સર્વ સાધુઓ જે સત્તાવીશ ગુણોએ કરી સહિત હોય તેમને મારો નમસ્કાર થાઓ.

**એસો પંચ નમુક્કારો**—એ પાંચ પરમેષ્ટી નમસ્કાર છે.

**સવ્વ પાવ પ્પણાસણો**—એ સર્વ પાપનો નાશ કરવાવાળાં છે.

**મંગળાણં ચ સવ્વેસિં**—સર્વ મંગળમાં.

**પઢમં હુવઈ મંગલ**—એ પેહેલું મંગળ છે. (પછી)

# अथ पंचिंदिय.

**પંચિંદિય સંવરણો**—પાંચ ઇંદ્રીને વશ કરે.

**તહ નવવિહ બંભચેર ગુત્તિ ધરો**—નવ ભેદે બ્રહ્માચારજની ગુપ્તિ ધારણ કરે.

**ચઉવિહ કસાય મુક્કો**—ચાર પ્રકારના કષાય છાંડે.

**ઈઅ અઠ્ઠારસ ગુણેહિં સંજુત્તો**—એ અઢાર ગુણે સંયુક્ત ગુરૂ આચાર્ય છે.

**પંચ મહવ્વય જુત્તો**—પાંચ મહાવ્રતને યુક્ત છે.

**પંચ વિહાચાર પાલણ સમથ્થો**—પાંચ વિધ આચાર પાળવો સમર્થ છે.

**પંચ સમિઓ તિ ગુત્તો**—પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ એ આઠ વચન પાળે.

**છત્તીસ ગુણો ગુરૂ મઝ્ઝ**—એવા છત્રીશ તેને છત્રીશગણું કરે તે ગુણ સહિત મારા ગુરૂ છે. (પછી)

## अथ इच्छामि खमासमण.

ઇચ્છામિ—ઇચ્છું છું.
ખમાસમણો—ક્ષમાસહિત સાધુ.
વંદીઉં જાવણિજ્જાએ નિસીહીઆએ—વાંદવાને, શરીરની
શક્તિસહીત પાપવ્યાપારનો નિષેધ કરીને.
મથ્થએણ વંદામિ—મસ્તકવડે વાંદું છું.

## अथ सुगुरुने शाता सुखपृछा.

ઇચ્છકાર સુહરાઇ સુહદેવસી ॥ સુખ તપ શરીર નીરાબાધ ॥ સુખ સંજમ જાત્રા નિર્વહો છો જી ॥ સ્વામી સાતા છે જી ॥ ભાત પાણીનો લાભ દેજોજી.

## अथ इरियावहिया.

ઇચ્છાકારેણ—ઇચ્છાએ કરીને.
સંદિસહ ભગવન્—ભગવંત આદેશ આપો.
ઇરિયાવહિયં પડિક્કમામિ—માર્ગમાં ચાલતાં જે પાપ થાય તેથી
હું નિરવરતું છું.
ઇચ્છં ઇચ્છામિ પડિક્કમિઉં—મારા મનની ઇચ્છાએ પાપ
પરિહરવું તે ઇચ્છું છું.
ઇરિયાવહિયાએ—માર્ગમાં ચાલતાં જીવની.
વિરાહણાએ—વિરાધના થઇ હોય.
ગમણા ગમણે—જાતાં આવતાં.
પાણક્કમણે—કોઇ જીવ ચાંપ્યો હોય.
બીયક્કમણે—બીજ સુકાં લીલાં ચાંપે.
હરિયક્કમણે—લીલી વસ્તુ ચાંપી હોય.

**ઓસા ઉત્તિંગ**—ઠારનું પાણી તથા કિડીઆરૂં.
**પણગદગ**—પાંચવર્ણી સેવાલ ( નિલ ફુલ ) તથા કાચુ પાણી.
**મટ્ટી મક્કડા**—માટી, કરોળીઆના પડ.
**સંતાણા સંકમણે**—સંતાપ્યા હોય, ચાંપ્યા હોય.
**જે મે જીવા વિરાહિયા**—મેં જે જીવની વિરાધના કીધી.
**એગિંદિયા**—એક ઇંદ્રીવાળા, પૃથ્વી, પાણી, અગ્ની, વાયરો, વનસ્પતી.
**બેઇંદિયા**—બે ઇંદ્રીવાળા. કીડા, અળસીઆં, પાણીના પુરા, વગેરે.
**તેઇંદિયા**—ત્રણ ઇંદ્રીવાળા. માંકણ, કીડી, મકોડા વગેરે.
**ચૌરિંદિયા**—ચાર ઇંદ્રીવાળા. માંખી, ભમરા, કુદાં વગેરે.
**પંચિંદિયા**—પાંચ ઇંદ્રીવાળા. મનુષ્ય, ત્રીજંચ, વગેરે જીવોને.
**અભિહયા**—સામા આવતાં હણ્યા હોય.
**વત્તિયા**—ધુળે કરી ઢાંક્યા હોય.
**લેસિયા**—ભુમી સાથે ભીંતે ઘસ્યા.
**સંઘાઇયા**—માંહો માંહે શરીરે શરીર મેલાવ્યાં હોય.
**સંઘટ્ટિઆ**—એક પાસુ ફેરવી પીડા કરી.
**પરિયાવિયા**—પીડાએ પરિતાપ ઉપજાવ્યા.
**કિલામિયા**—જેથી કોઇના દિલને અફસોસી ઉપજી હોય.
**ઉદ્દવિયા**—ઉપદ્રવ કર્યા, ત્રસવ્યા હોય.
**ઠાણાઓ ઠાણં સંકામિયા**—એક સ્થાનકથી બીજે સ્થાનકે. [મુકયા હોય.
**જીવિયાઓ વવરોવિયા**—આવખા થકી ચુકાવ્યા.
**તસ્સ મિચ્છામિ દુક્કડં**—તે પાપ મિથ્યા નિષ્ફળ થાઓ.

# अथ तस्सउत्तरी.

**તસ્સ ઉત્તરી કરણેણં**—તે પાપ શુદ્ધ કરવાને.

પાયચ્છિત્ત કરણેણં—તે પાપ છેદ કરવાને.
વિસોહી કરણેણં—આત્માને શુદ્ધ કરવાને.
વિસલ્લી કરણેણં—આત્માને માયાદી ત્રણ સલ્લરહિત કરવાને.
પાવાણં કમ્માણં—પાપ કર્મ તેને.
નિગ્ઘાયણટ્ઠાએ—ટાળવાને અર્થે.
ઠામિ કાઉસ્સગ્ગં—કાઉસ્સગ્ગ કરૂં છું. (પછી)

# अथ अन्नथ्थ उससिएणं.

અન્નથ્થ ઉસસિએણં—કાયા હાલે તો ભંગ ન થાય, ઉંચો શ્વાસ લેતાં.
નિસસિએણં—નિચો શ્વાસ લેતાં.
ખાસિએણં—ઉધરસ આવે તો.
છીએણં—છીંક આવે તો.
જંભાઇએણં—બગાસુ આવે તો.
ઉડ્ડુએણં—ઓડકાર આવે તો.
વાયનિસગ્ગેણં—વાયરો સાંચરવે કરી.
ભમલિએ—ભમરી આવવે કરી.
પિત્તમુચ્છાએ—પિત્તની મુર્છાદીક,
સુહુમેહિં અંગ સંચાલેહિં—શરીરને ઉકરાંટા આવવે કરી.
સુહુમેહિં ખેલ સંચાલેહિં—બળખો આઘો પાછો નાંખવે કરી.
સુહુમેહિં દીઠી સંચાલેહિં—આંખની દ્રષ્ટી આઘી પાછી કરવે કરી.
એવ માઇએહિં આગારેહિં—એ આદે દેઇ બીજા પણ આગારથી.
અભંગો—મારો કાઉસ્સગ્ગ ન ભાંગો.
અવિરાહિઓ—વિરાધના રહિત.

**હુજ્જ મે કાઉસ્સગ્ગો**—મારો કાઉસ્સગ્ગ હોય.
**જાવ અરિહંતાણં ભગવંતાણં**—જ્યાં સુધી અરિહંત ભગવંતનું નામ લઉં ત્યાં સુધી.
**નમુક્કારેણં**—નોકારનો પદ કરૂં.
**ન પારેમિ તાવકાયં**—ન પારૂં ત્યાં લગી કાયાને.
**ઠાણેણં**—એક ઠેકાણે. **મોણેણં**—મૌનથી (અણબોલવે)
**ઝાણેણં**—ધ્યાનથી.
**અપ્પાણં વોસિરામી**—કાયાને તજું છું.

**(પછી ૪ નવકારનો અથવા ૧ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કેહેવો.)**

# अथ लोगस्स.

**લોગસ્સ ઉજ્જોઅગરે**—લોકને વિષે ઉદ્યોતના કરનાર.
**ધમ્મ તિથ્થયરે જિણે**—ધર્મ તિર્થના કરણહાર.
**અરિહંતે કિત્તઇસ્સં**—કર્મરૂપ વૈરીના હણનારની કિર્તી કરૂં છું.
**ચઉવીસંપિ કેવલી**—એ ચોવીસે કેવળી છે.
**ઉસભ મજિઅં ચ વંદે**—પહેલા શ્રી રીખવદેવ, વળી બીજા અજીતનાથ વાંદું છું.
**સંભવ મભિણંદણં ચ સુમઇંચ**—૩ સંભવનાથ, ૪ અભિનંદન, ૫ સુમતીનાથ.
**પઉમપ્પહં સુપાસં જિણં ચ ચંદપ્પહં વંદે**—૬ પદ્મપ્રભુ, ૭ સુપાર્શ્વનાથ ૮ રાગદ્વેષના જીતનાર ચંદ્ર પ્રભુને વાંદુ છું.
**સુવિહિં ચ પુપ્ફદંત**—સુવધિનાથ તથા પુફદંત એ બે નામ **૯ માનાં.**

**સીઅલ સિજ્જંસ વાસુપુજ્જં ચ**—૧૦ શિતળનાથ ૧૧ શ્રેયાંસનાથ ૧૨ મા શ્રી વાસુપુજ્ય.

**વિમલ મણંતં ચ જિણં**—૧૩ વિમળનાથ, ૧૪ અનંતનાથ રાગ દ્વેશના જીતનાર. [ નાથ વાંદું છું.

**ધમ્મં સંતિં ચ વંદામિ**—૧૫ શ્રી ધર્મનાથ, ૧૬ શ્રી શાંતી.

**કુંથું અરં ચ મલ્લિં**—૧૭ કુંથુંનાથ, ૧૮ અરનાથ, ૧૯ શ્રી મલ્લિનાથ.

**વંદે મુણિસુવ્વયં નમિ જીણં ચ**—૨૦ મુનિસુવ્રત, ૨૧ નમીનાથ.

**વંદામિ રિટ્ઠનેમિ**—૨૨ અરિષ્ટ નેમનાથ વાંદુ.

**પાસં તહ વદ્ધમાણં ચ**—૨૩ પાર્શ્વનાથ, તેમજ ૨૪ વર્દ્ધમાનસ્વામી.

**એવં મએ અભિથુઆ**—મેં એણી પ્રકારે કિર્તી કરી તે કેવા છે.

**વિહુય રય મલા**—જેણે કર્મરૂપ રજ મેલ ટાળ્યા છે.

**પહીણ જરમરણા**—જેણે જરા અને મરણનાં દુઃખ ખપાવ્યાં છે.

**ચઉવીસંપિ જિણવરા તિથ્થયરા મે પસીયંતુ**—એ ચોવીસે તિર્થંકર રાગ દ્વેષના જીતનાર (મને પ્રસન્ન થાઓ.)

**કિત્તિય વંદિય મહિયા**—એમ કીર્તિ જે શોભા તેણે કરી વાંદુ છું. [ સિદ્ધ થયા.

**જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા**—જે એ લોકને વિષે ઉત્તમ.

**આરૂગ્ગ બોહિલાભં**—સમકિત બોધબિજ પામીને રોગ રહિત થયા.

**સમાહિવર મુત્તમં દિંતુ**—સમાધિ પામીને ઉત્તમ પ્રધાન એવી મુક્તિ આપો.

**ચંદેસુ નિમ્મલયરા આઇચ્ચેસુ અહિયં પયાસયરા**—ચંદ્રમાપરે નિર્મલ સૂર્યથી અધિક પ્રકાશના કરણહાર.

સાગરવર ગંભીરા સિદ્ધા સિદ્ધં મમ દિસંતુ—એહવા સિદ્ધ મુજને સિદ્ધિ દેખાડો.

પછી એક ખમાસમણું દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન સામાયક મુહુપતિ પડિલેહું. એમ કહી મુહુપતિ અંગના પડિલેહણના ૫૦ બોલ કહી, મુહુપતી પડિલેહવી. પછી એક ખમાસમણું દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ સામાયક સંદિસાહું. ઇચ્છં, વળી ખમાસમણું દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ સામાયક ઠાઉં, એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી ઇચ્છકારી ભગવાન્ પસાય કરી સામાયક દંડક ઉચરાવોજી. એમ કહેવું. વડિલ કરેમિભંતે કહે.

# अथ करेमिभंते.

**કરેમિભંતે**—ભગવંત હું કરૂં છું.
**સામાઇયં**—સમતારૂપ સામાયક.
**સાવજ્જં જોગં**—સાવદ્ય જે પાપના રોગ.
**પચ્ચખ્ખામિ**—તે ત્યાગ કરૂં છું.
**જાવ નિયમં**—જ્યાં સુધી નિમ લીધું છે ત્યાં સુધી.
**પજ્જુવાસામિ**—આરાધું—ભક્તિ કરૂં છું.
**દુવિહં**—બે ભેદ, કરવું નહીં, કરાવવું નહીં તે.
**તિવિહેણં**—ત્રણ ભેદ. તે મન, વચન, કાયા તેણે કરી.
**મણેણં વાયાએ કાએણં**—મન વચન કાયાએ કરીને.
**ન કરેમિ ન કારવેમિ**—ન કરૂં તથા ન કરાવું.
**તસ્સ ભંતે**—હે ભગવંત તેથી હું.

પડિક્કમામિ નંદામિ—નિવર્તું છું, પરિહરૂં છું, નિંદું છું.
ગરિહામિ—ગુરૂની સાથે ગર્હું છું.
અપ્પાણં વોસિરામિ—મારા આત્માને વોસરાવું છું.

પછી ખમાસમણું દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ બેસણે સંદિસાહુ. ખમાસમણું દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ બેસણે ઠાઉં. ખમાસમણું દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ સઝાય સંદિસાહુ. ખમાસમણું દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ સઝાય કરૂં. એમ કહી ૩ નવકાર ગણવા. પછી બે ઘડી કાચી લગી ધર્મધ્યાન કરીને સામાયક પાળીએ.

## અથ સામાયક પારવાની વિધિ.

પ્રથમ ખમાસમણું દેઇ આગળ કહેલા ઇરિયાવહિયાથી તે જાવત લોગસ્સ સુધી કહી ખમાસમણું દેઇ મુહુપતિ પડિલેહિએ. પછી ખમાસમણું દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ સામાયક પારૂં. યથાશક્તિ. પછી ખમાસમણું દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ સામાયક પાર્યું. તહત્તિ. એમ કહી જમણો હાથ ચરવળા અથવા કટાસણા ઉપર થાપી, ૧ નવકાર ગણી સામાઇય વયજુત્તો કહેવો.

## अथ सामाइय वयजुत्तो.

સામાઇય વયજુત્તો—સામાયકના વ્રતે યુક્ત.
જાવ મણે હોઇ નિયમ સંજુત્તો—સરખો નિયમે સંયુક્ત.
છિન્નઇ અસુહં કમ્મં—ત્યાં અશુભ કર્મને તોડે.
સામાઇઅ જત્તિઆ વારા—તેથી સામાયકયુક્ત વ્યાપાર કરવો.

**સામાઇઅંમિ ઉ કએ**—સામાયક એ કારણે કરવું તે હવે કહે છે.
**સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા**—શ્રાવક છે તેપણ સાધુની પેરેજ હોય.
**એએણ કારણેણં**—એ કારણ થકી,
**બહુસો સામાઇઅં કુજ્જા**—ઘણા સઇકડા સામાયક કરવા.

સામાયિક વિધિ લીધું, વિધિ પારિઉં, વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય, તે સવિ હું મન, વચન, કાયાયે કરી મિછામિ દુક્કડં. દસ મનના, દસ વચનના, બાર કાયાના, એવં ૩૨ દોષમાં જે કાંઇ દોષ લાગ્યો હોય, તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિછામિ દુક્કડં. એમ કહી જમણો હાથ થાપના સામો રાખી ૧ નવકાર ગણીએ.

---

## અથ મુહુપતિના ૫૦ બોલ અંગ સુદ્ધાંના.

૧ સુત્ર અર્થ તત્વ કરી સદ્દહુ, ૨ સમકિતમોહની,
૩ મીશ્રમોહની, ૪ મિથ્યાતમોહની પરીહરૂં.
૫ કામરાગ, ૬ સ્નેહરાગ, ૭ દ્રષ્ટીરાગ પરીહરૂં.
૮ સુદેવ, ૯ સુગુરૂ, ૧૦ સુધર્મ આદરૂં.
૧૧ કુદેવ, ૧૨ કુગુરૂ, ૧૩ કુધર્મ પરીહરૂં.
૧૪ જ્ઞાન, ૧૫ દર્શન, ૧૬ ચારિત્ર આદરૂં.
૧૭ જ્ઞાન, ૧૮ દર્શન, ૧૯ ચારિત્રવિરાધના પરીહરૂં.
૨૦ મનગુપ્તી, ૨૧ વચનગુપ્તી, ૨૨ કાયગુપ્તી આદરૂં.
૨૩ મનદંડ ૨૪ વચનદંડ ૨૫ કાયદંડ પરીહરૂં.
એ પચીસ બોલ મુહુપતિના,

## अंगना पच्चीस बोल.

૧ હાસ્ય ૨ રતિ ૩ અરતિ પરીહરૂં. ડાબે હાથે પડીલેહેવા. ૪ ભય ૫ સોગ ૬ દુગંચ્છા પરીહરૂં. જમણે હાથે પડીલેહવા. ૭ કૃષ્ણલેશ્યા ૮ નીલલેશ્યા ૯ કાપોતલેશ્યા પરીહરૂં. માથાઉપર પડીલેહેવા.

૧૦ રસગારવ ૧૧ રિદ્ધિગારવ ૧૨ સાતાગારવ પરીહરૂં. મોઢે પડીલેહેવા.

૧૩ માયાશલ્ય ૧૪ નિયાણાશલ્ય ૧૫ મિથ્યાતશલ્ય પરીહરૂં. છાતી આગળ પડીલેહેવા.

૧૬ ક્રોધ ૧૭ માન પરીહરૂં. પુંઠે પડીલેહેવા.

૧૮ માયા ૧૯ લોભ પરીહરૂં. આગળ પડીલેહેવા.

૨૦ પૃથ્વિકાય ૨૧ અપકાય ૨૨ તેઉકાયની જયણા કરૂં. ડાબે પગે પડીલેહેવા.

૨૩ વાઉકાય ૨૪ વનસ્પતિકાય ૨૫ ત્રસકાયની રક્ષા કરૂં. જમણે પગે પડીલેહેવા.

એ રીતે સાધુ શ્રાવકને બોલ ૫૦ કહેવા. અને સાધ્વિ શ્રાવિકાને ૩ લેશ્યા, ૩ સલ્ય, ૪ કખાય, એ દસ શિવાય ૪૦ બોલ કહેવા.

### સામાયકના બત્રીસ દોષ.

#### મનના ૧૦ દોષ.

૧ વેરી દેખી રીસ કરે, ૨ અવિવેક ચિંતવે, ૩ અર્થ ન ચિંતવે, ૪ મનમાં ઉદ્વેગ ધરે, ૫ જશની વાંછના

કરે, ૬ વિનય ન કરે, ૭ ભય ચિંતવે, ૮ વ્યાપાર ચિંતવે, ૯ ફળનો સંદેહ રાખે, ૧૦ નિયાણું કરે.

### વચનના ૧૦ દોષ.

૧ કુવચન બોલે, ૨ હુંકારા કરે, ૩ પાપઆદેશ દીએ, ૪ લવારો કરે, ૫ કલહ કરે, ૬ આવોજાવો કહે, ૭ ગાળ બોલે, ૮ બાળક રમાડે, ૯ વિકથા કરે, ૧૦ હાંસી કરે.

### કાયાના ૧૨ દોષ.

૧ આસન ચપલ, ૨ ચારે દિશાએ જુવે, ૩ સાવદ્ય કામ કરે, ૪ આળસ મરડે, ૫ અવિનય બોલે, ૬ ઓઠું લેઈ બેસે, ૭ મેલ ઉતારે, ૮ ખરજ ખણે, ૯ પગ ઉપર પગ ચડાવે, ૧૦ અંગ ઉઘાડું મુકે, ૧૧ અંગ ઢાંકે, ૧૨ ઉંઘે.

---

## પચ્ચખ્ખાણ.

### અથ નમુક્કારસહિ મુટ્ઠિસહિનું.

ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિઅં, મુટ્ઠિસહિઅં, પચ્ચખ્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નથ્થણાભોગેણં, સહસ્સાગારેણં, મહત્તરાગારેણં, સવ્વ સમાહિવત્તિયાગારેણં, વોસિરે.

### અથ પોરિસિં સાઢ્ઢપોરિસિંનું.

ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિઅં, પોરિસિં, સાઢ્ઢપોરિસં, મુટ્ઠિસહિયં, પચ્ચખ્ખાઇ. ઉગ્ગએસૂરે ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નથ્થણા ભોગેણં,

સહસાગારેણં, પડિલ્લકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરે.

# ચૈત્યવંદન કરવાની વિધી.

(પ્રથમ) ઇચ્છામિ ખમાસમણો વંદિઉંજાવણિજ્જાએ નિસીહિઆએ મથ્થેણ વંદામિ. ૧ (પછી)
ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ ચૈત્યવંદન કરૂં.
(એમ કહીને ચૈત્યવંદન કરવું.) (પછી)

## अथ जंकिंचि.

જંકિંચિ નામ તિથ્થં—જે કોઈ નામ તિર્થ હોય.
સગ્ગે પાયાલિ માણુંસે લોએ—સ્વર્ગને વિષે, પાતાળ લોકને વિષે, અને મનુષ્ય લોકને વિષે.
જાઇંજિણ બિંબાઈ—જે ઠેકાણે તિર્થંકર ભગવાનનાં બિંબ હોય.
તાઇં સવાઈં વંદામિ—તે સર્વ બિંબને હું વાંદુછું. નમસ્કાર કરૂંછું.

## अथ नमुथ्थुणं.

નમુથ્થુણં—નમસ્કાર થાઓ.
અરિહંતાણં—આઠ કર્મરૂપી વૈરીને હણ્યા તે અરિહંત ભગવાનને.
ભગવંતાણં—ભગવાનને.
આઇગરાણં—ધર્મની શરૂઆત કરનારને.
તિથ્થયરાણં—તિર્થંકર ભગવાનને.
સયં સંબુદ્ધાણં—પોતે પોતાની મેળે પ્રતિબોધ પામેલા તેમને.
પુરિસુત્તમાણં—પુરૂષ માંહે ઉત્તમ છે તેમને.
પુરિસસીહાણં—પુરૂષ માંહે વર પ્રધાન પુંડરિક કમળ સમાન છે તેમને.

**પુરિસવર પુંડરીઆણં**—પુરૂષને વિષે ઉત્તમ પુંડરીકકમળ સરખાને.
**પુરિસ વર ગંધહથ્થીણં**–પુરૂષ માંહે પ્રધાન ગંધહસ્તિ જેવા છે તેમને.
**લોગુત્તમાણં**—સમસ્ત લોકમાં ઉત્તમ.
**લોગ નાહાણં**—લોકના નાથને.
**લોગ હિઆણં**—લોકના હિત કરનારને.
**લોગ પઇવાણં**—લોકમાં દિવાસમાન છે. ભવ્યજીવોના સમુહને વિષે ભગવંત સૂર્યની પેઠે ઉદ્યોતના કરનાર છે.
**લોગ પજ્જોઅગરાણં**—લોકને વિષે વિશેષ પ્રકાશ કરનાર છે તેમને.
**અભયદયાણં**—અભયદાનના દેવાવાળા તેમને.
**ચખ્ખુદયાણં**—જ્ઞાનરૂપ ચક્ષુના આપનાર છે તેમને.
**મગ્ગદયાણં**—મોક્ષનો માર્ગ આપનાર તેમને.
**સરણદયાણં**—સરણના દેવાવાળા તેમને.
**બોહિદયાણં**—બોધબીજરૂપ સમકિતના આપનાર તેમને.
**ધમ્મદયાણં**—ધર્મના આપનારને.
**ધમ્મદેસિયાણં**—સર્વ વિરતિ દેશવિરતિરૂપ ધર્મના ઉપદેશ કરનારને.
**ધમ્મ નાયગાણં**—ચતુર્વિધ સંઘના પ્રવર્તનાર, માટે ધર્મના નાયકને.
**ધમ્મ સારહીણં**—ધર્મરૂપ રથના સારથીને.
**ધમ્મ વર ચાઉરંત**—ધર્મના ઉત્તમ ચાર પ્રકારના લશ્કરના.
**ચક્કવટ્ટીણં**—ચક્રવર્તી રાજા.

**અપડિહય વર નાણં**—નહીં રોકાએલું કેવળજ્ઞાન છે તેમને.
**દંસણ ધરાણં**—દર્શનના ધરનાર તેમને.
**વિઅટ્ટ છઉમાણં**—વિત્યું છે છળ કપટ છદ્મસ્થપણું.
**જિણાણં**—પોતે રાગ દ્વેષથી રહિત જિન થયા છે.
**જાવયાણં**—ભવ્ય જીવોના રાગ દ્વેષરૂપ વયરીને જીપાવે.

**તિન્નાણં**—પોતે સંસાર સમુદ્રથી તરેલા છે, અને બીજાને
**તારયાણં**—તારવાને સમર્થ છે.
**બુદ્ધાણં**—સર્વ તત્વના પોતે જાણ છે તેમને.
**બોહયાણં**—ભવ્ય જીવોને જાણપણું કરાવનારને.
**મુત્તાણં**—આઠ કર્મરૂપ બંધનથી મુકાણા છે, અને બીજાને.
**મોઅગાણં**—આઠ કર્મરૂપ શત્રુથી મુકાવવાને સમર્થ છે તેમને.
**સવ્વન્નૂણં**—સર્વને કેવળજ્ઞાને કરી જાણે.
**સવ્વ દરિસીણં**—સમસ્ત વસ્તુઓનું સામાન્ય સ્વરૂપ કેવળ-દર્શને કરી દેખે.
**સિવ**—ઉપદ્રવ વગર. **મયલ**–અચળ. **મરૂઅ**–રોગરહિત.
**મણંત**—અનંત જ્ઞાન દર્શન સુખ વિર્ય સહિત.
**મક્ખય**—અક્ષય **મવ્વાબાહ**—સર્વ પ્રકારે બાધારહિત.
**મપુણરાવિત્તિ**—જ્યાં થકી ફરી આવવું નથી.
**સિદ્ધિ ગઇ નામ ધેયં**—સિદ્ધિ ગતી છે નામ જેનું.
**ઠાણં સંપત્તાણં**—એવા સ્થાનક પોતે પહોંચ્યા છે એવા.
**નમો જિણાણં**—જિનને નમસ્કાર હોજો.
**જિઅ ભયાણં**—સાત ભયને જીતનાર.
**જેઅ અઇઆ સિદ્ધા**—જે ભૂતકાળને વિષે તિર્થંકર થઈ મોક્ષપદને પામ્યા છે.
**જેઅ ભવિસ્સંતિ ણાગએ કાલે**—જે અનાગતકાળને વિષે તિર્થંકર થઈ સિદ્ધપણું પામશે.
**સંપઇઅ વટ્ટમાણા**—વર્તમાનકાળને વિષે જે સિદ્ધ થયા છે તે.
**સવ્વે તિવિહેણ વંદામિ**—તે સર્વ તિર્થંકરોને મન, વચન અને કાયાએ કરી વાંદુ છું.

(પછી)

## अथ जावंति चेइआइं.

જાવંતિ ચેઇઆઈ—જેટલાં ચૈત્ય અને જિન પ્રતિમા હોય.
ઉડ્ઢેઅ—ઉર્ધ્વલોકને વિષે.
અહેઅ—આ લોકને વિષે.
તિરિઅ લોએઅ—તિર્ઝાલોકને વિષે.
સવ્વાઈં તાઈં વંદે—તે સર્વને હું વાંદું છું.
ઇહ સંતો—અહિંઆં રહ્યો થકો.
તથ્થ સંતાઇં—પ્રતિમાઓ ત્યાં છે તોપણ તે પ્રતે હું વાંદું છું.
(પછી) ઇચ્છામિ ખમાસમણો વંદિઉંજાવણિજ્જાએ નિસિહિઆએ મથ્થેણવંદામિ. (પછી)

## अथ जावंत केविस...

જાવંત કેવિસાહુ—જે કોઈ સાધુ શુદ્ધ ચારિત્રના પાળનાર.
ભરહેરવય મહાવિદેહેઅ—પાંચ ભરત, પાંચ ઐરવત, પાંચ મહાવિદેહ એ પંદર ક્ષેત્રમાં.
સવ્વેસિં તેસિં—તે સર્વ સાધુઓ પ્રતે.
પણઓ—પ્રણામ કરૂં છું. નમસ્કાર કરૂં છું. (તે સાધુઓ કેવા છે.)
તિવિહેણં—મન, વચન, અને કાયાએ કરી.
તિદંડ વિરયાણં—મન, વચન, કાયા એ ત્રણ દંડથી નિવર્ત્યા છે.

## अथ नमस्कार.

નમોઽર્હત—અરિહંત ભગવાનને નમસ્કાર હો.
સિદ્ધાચાર્યો—સિદ્ધ ભગવાનને, આચાર્ય ભગવાનને.
પાધ્યાય—ઉપાધ્યાય ભગવાનને.
સર્વ સાધુભ્યઃ—સર્વ સાધુને.
(પછી સ્તવન કહેવું અગર ઉવસગ્ગહરં પાસં કહેવા.)

# अथ उवसग्गहरं पासं.

**ઉવસગ્ગ હરં પાસં**—ઉપસર્ગના હરનાર પાર્શ્વનામા યક્ષ છે એવા.
**પાસં વંદામિ**—શ્રી પાર્શ્વનાથ સ્વામિને હું વાંદું છું.
**કમ્મઘણ મુક્કં**—આઠ કર્મના સમૂહથી મુકાણા છે.
**વિસહર વિસ**—સાપનું ઝેર અતિશયે કરીને,
**નિન્નાસં**—નાશ કરનારાં છે.
**મંગલ કલ્લાણ આવાસં**—વર્તમાન સુખ અને પરંપરાએ જે સ્વર્ગ મોક્ષાદિ સુખ તેના ઘરરૂપ છે.
**વિસહર ફુલિંગ મંતં**—વિષધર, ફુલિંગ નામે મંત્ર.
**કંઠે ધારેઇ**—કંઠને વિષે યાદ કરે.
**જો સયા મણુઓ**—જે કોઇ માણસ હમેશાં.
**તસ્સ ગહ**—તે માણસના ઘર વિષે.
**રોગમારી**—અનેક જાતના રોગ, મરકીના વિકાર, તથા
**દુઠ્ઠ જરા**—દુષ્ટ એવી જે જરા અવસ્થા.
**જંતિ ઉવસામં**—નાશ પામે, ઉપશાંત થાય.
**ચિઠ્ઠઉ દુરે મંતો**—એ મંત્ર તો વેગળો રહો, પણ
**તુજ્ઝ પણામો વિ**—તમને નમસ્કાર કરવો તે.
**બહુ ફલો હોઇ**—બહુ ફળનાં દેનાર છે.
**નર તિરિએસુ વિ જીવા**—માણસ ત્રિજંચ સર્વ જીવ.
**પાવંતિ ન દુઃખ દોગચ્ચં**—દુઃખ દારિદ્રપણું ન પામે.
**તુહ સમ્મત્તે લદ્ધે**—તમારૂં સમ્યકત્વ પાલ્યા તે.
**ચિંતામણી કપ્પપાય વબ્ભહિએ**—ચિંતામણી રત્ન, અને કલ્પવૃક્ષથી પણ અધિક એવો.
**પાવંતિ અવિગ્ઘેણં**—વિઘ્નરહિત પામે છે.

**જીવા**—ભવ્ય જીવ.
**અયરામરં ઠાણું**—અજરામર સ્થાનક જે મોક્ષ સ્થાનક તે પામે છે.
**ઇય સંથુઓ મહાયસ**—એ રીતે સંસ્તવ્યો, મોટા યશનો.
**ભત્તિભ્ભર**—ભક્તિનો સમુદાય તેણે કરી.
**નિબ્ભરેણ**—પરીપૂર્ણ ભર્યું એવો.
**હિઅએણ**—હૃદય તેણે કરી સ્તવ્યો.
**તા દેવ દિજ્જ બોહિં**—તે કારણ માટે હે ભગવંત ! બોધી બીજ મુજને આપો.
**ભવે ભવે પાસ જિણચંદ**—જન્મો જન્મ પાર્શ્વનાથ. (પછી)

# अथ जयवीयराय.

**જય**—જયવંતા વર્તો. **વીયરાય**—શ્રી વિતરાગ.
**જગગુરૂ**—ત્રણ જગતના ગુરૂ. **હોઉ મંમ**—હોજો મુજને.
**તુહ પભાવઓ**—તહારા પ્રભાવથી.
**ભયવં**—હે ભગવાન્ ! **ભવ નિવ્વેઓ**—ભવનો નિર્વેદ.
**મગ્ગાણુસારિઆ**—માર્ગાનુસારીપણું.
**ઇઠ્ઠ ફલસિદ્ધિ**—વાંચ્છીત ફળની પ્રાપ્તી થાઓ.
**લોગ વિરૂદ્ધ**—લોક વિરૂદ્ધ કર્તવ્ય. **ચ્ચાઓ**—ત્યાગ થાઓ.
**ગુરૂજણ પૂઆ**—માતા પિતા તથા સદ્દગુરૂનો.
**પરથ્થ કરણંચ**—પરોપકાર કરવો.
**સુહગુરૂજોગો**—શુદ્ધ ગુરૂનો સમાગમ થાઓ.
**તવ્વય ણ સેવણા**—તેમના વચનની સેવા.
**આભવ મખંડા**—જ્યાંસુધી સંસારમાં રહું ત્યાંસુધી મુજને અખંડ હોજો.
**વારિજજઇ**—નિવારણ કર્યો છે. **જઇવિ**—જો કે,

નિઆણ બંધણં—નિયાણાનું બાંધવું,
વીયરાય—હે વિતરાગ ! તુહ સમએ—તાહરા સિદ્ધાંતને વિષે.
તહવિ—તોપણ. મમ—મુજને. હુજ્જ સેવા—હોજો સેવા.
ભવે ભવે—જન્મો જન્મને વિષે.
તુમ્હ ચલણાણં—તમારા ચરણકમળની સેવા.
દુઃખખ્ખઓ—મનનાં તથા શરીરનાં દુઃખનો ક્ષય.
કમ્મખઓ—અશુભ કર્મનો ક્ષય.
સમાહિ મરણં ચ—સમાધિ મરણ. વળી
બોહિલાભો અ—બોધ બીજનો લાભ. સંપજ્જઓ—પ્રાપ્ત થાઓ.
મહ—મુજને. એઅં—એ ચાર બાબતો. તુહ—તુજને.
નાહ—હે ! નાથ. પણામ કરણેણં—પ્રણામ કરવાથી.
સર્વ મંગલ માંગલ્યં—બધાં મંગળિક માંહે મંગળિક છે.
સર્વ કલ્યાણ કારણં—સર્વ કલ્યાણનું કારણ છે.
પ્રધાનં સર્વ ધર્માણં—સર્વ ધર્મમાં મુખ્ય છે.
જૈનં જયતિ શાસનં—જૈન સાસન જયવંતુ વર્તે છે.

(પછી ઉભા થઇને)

# अथ अरिहंत चेइआणं.

અરિહંત ચેઇઆણં—અરિહંતની પ્રતિમા નિમિત્તે.
કરેમિ કાઉસ્સગ્ગં—હું કાઉસગ્ગ કરૂં છું.
વંદણ વત્તિઆએ—વાંદવાથી જે ફળ હોય તે અર્થે.
પૂઅણ વત્તિઆએ—પૂજા કર્યાથી જે ફળ હોય તેને અર્થે.
સક્કાર વત્તિઆએ—સત્કાર કરવાથી જે ફળ થાય તેને અર્થે.
સમ્માણ વત્તિઆએ—સન્માન ગુણ વર્ણવ્યાથી જે ફળ થાય તેને અર્થે,

**બોહિલાભ વત્તિઆએ**—બોધબીજના લાભને અર્થે.
**નિરૂવસ્સગ્ગ વત્તિઆએ**—જન્મ, જરા ને મરણના ઉપસર્ગનો નાશ થઇ ગયો છે એવો જે મોક્ષ તે પામવાને અર્થે.
**સદ્ધાએ**—શ્રદ્ધાએ કરી, **મેહાએ**—નિર્મળ બુદ્ધિએ.
**ધીઇએ**—ચિત્તની સ્થિરતાએ. **ધારણાએ**—વિચારપૂર્વક
**અણુપ્પેહાએ**—વારંવાર સંભારતો થકો.
**વઢ્ઢમાણીએ**—ચડતે ભાવે.
**ઠામિકાઉસ્સગ્ગં**—સ્થાનક પ્રત્યે કાઉસ્સગ્ગ કરૂં છું.

**(પછી અન્નત્થઉસસિએણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ પાળીને થોય કહેવી. પછી ખમાસમણ દેવું.)**

---

# પરચુરણ બાબતો.

## વીસસ્થાનક પદનાં નામ ગુણસહિત.

૧ અરિહંતના ગુણ ૧૨. ૨ સિદ્ધના ગુણ ૮. ૩ પ્રવચનના ૪૫. ૪ આચારજના ૩૬. ૫ થીવીરના ૧૨. ૬ ઉપાધ્યાયના ૩૫. ૭ સાધુના ૨૭. ૮ જ્ઞાનના ૫૧. ૯ દર્શનના ૬૭. ૧૦ વિનયપદના ૧૦. ૧૧ ચારિત્રના ૭૦. ૧૨ બ્રહ્મચર્યના ૯. ૧૩ ક્રિયાણના ૨૫. ૧૪ તપના ૧૨. ૧૫ ગોયમના ૨૮. ૧૬ જિનપદના ૨૪. ૧૭ સંજમના ૧૮. ૧૮ જ્ઞાનપદના ૫૧. ૧૯ શ્રુતપદના ૮૪. ૨૦ નીરથપદના ૪.

## નવપદનાં નામ ગુણસહિત.

૧ અરિહંતના ૧૨, ૨ સિદ્ધના ૮, ૩ આચારજના ૩૬, ૪ ઉપાધ્યાયના ૨૫, ૫ સાધુના ૨૭, ૬ દર્શનના ૬૭,

૭ જ્ઞાનના ૫૧, ૮ ચારિત્રના ૭૦, ૯ તપના ૧૨.

## ચાર ગતિનાં નામ.

૧ દેવગતિ, ૨ મનુષ્યગતિ, ૩ ત્રિજંચગતિ, ૪ નરકગતિ.

## પાંચ ઈંદ્રીએનાં નામ.

૧ ફરસઈંદ્રી, ૨ રસઇંદ્રી, ૩ ઘ્રાણઇંદ્રી, ૪ ચક્ષુઈંદ્રી, ૫ શ્રોતઇંદ્રી.

## છ કાયનાં નામ.

૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય, ૩ તેઉકાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય.

## ત્રણ જોગનાં નામ.

૧ મનજોગ, ૨ વચનજોગ, ૩ કાયજોગ.

## ત્રણ વેદનાં નામ.

૧ સ્ત્રીવેદ, ૨ પુરૂષવેદ, ૩ નપુશકવેદ.

## ચાર કષાયનાં નામ.

૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ.

## આઠ જ્ઞાનનાં નામ.

૧ મતિજ્ઞાન, ૩ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃપર્યવજ્ઞાન, ૫ કેવળજ્ઞાન, ૬ મતિઅજ્ઞાન, ૭ શ્રુતઅજ્ઞાન, ૮ વીભંગઅજ્ઞાન.

## આઠ કર્મનાં નામ.

૧ જ્ઞાનાવર્ણી, ૨ દર્શનાવર્ણી, ૩ વેદનીકર્મ, ૪ મોહની કર્મ, ૫ આયુકર્મ, ૬ નામકર્મ, ૭ ગોત્રકર્મ, ૮ અંતરાયકર્મ.

## નવ તત્વનાં નામ.

૧ જીવતત્વ, ૨ અજીવતત્વ, ૩ પુન્યતત્વ, ૪ પાપતત્વ, ૫ આશ્રવતત્વ, ૬ સંવરતત્વ, ૭ નિર્જરાતત્વ ૮ બંધતત્વ, મોક્ષતત્વ.

## સાત વ્યસનનાં નામ.

૧ જુઆરૂ, ૨ માંસઆહારી, ૩ મદિરાપાન, ૪ વેશ્યાગમન, ૫ જીવહિંસા, ૬ ચોરી, ૭ પરદારાસેવન.

## પાંચ મહાવ્રતનાં નામ.

૧ પ્રાણાતિપાત વીરમાણવ્રત, ૨ મૃષાવાદ વીરમાણવ્રત, ૩ અદત્તાદાન વીરમાણવ્રત, ૪ મૈથુન વીરમાણવ્રત, ૫ પરિગ્રહ વીરમાણવ્રત.

## ચાર ધ્યાનનાં નામ.

૧ આર્ત્તધ્યાન, ૨ રોદ્રધ્યાન, ૩ ધર્મધ્યાન, ૪ શુકલધ્યાન.

## ચાર તીર્થનાં નામ.

૧ સાધુ, ૨ સાધ્વી, ૩ શ્રાવક, ૪ શ્રાવીકા.

## ચાર સરણનાં નામ.

૧ અરિહંતભગવાનનું શરણ, ૨ સિદ્ધભગવાનનું શરણ, ૩ સર્વ સાધુનું શરણ, ૪ કેવળી ભાષિત ધર્મનું શરણ.

## જિનરાજની નવ અંગે પૂજા કરવી તે.

૧ જમણા તથા ડાબા પગને અંગુઠે, ૨ જમણા તથા ડાબા ઢીંચણે, ૩ જમણા તથા ડાબા કાંડે, ૪ જમણા તથા ડાબા ખભે, ૫ મસ્તકે, ૬ કપાળે, ૭ કંઠે, ૮ હૃદયે, ૯ નાભીએ.

# પ્રભાતિઆં.

( પ્રભાતે ઉઠીને માતા મુખડું જોવે.—એ દેશી. )

આવી રૂડી ભગતી મેં પહેલાં ન જાણી. પહેલાં ન જાણીરે પ્રભુ પહેલાં ન જાણી; સંસારની માયામાં મેં વલોયું પાણી. એ આંકણી. કલ્પતરૂનાં ફળ લાવીને, જે જિનવર પુજે; કાળ અનાદિ કર્મ તે સંચિત, સત્તાથી ધ્રુજે. આ૦ ૧ થાવર તિરિનરયા વયએ દુંગે, ઈગવિગલા લીજે; સાધારણ નવમે ગુણઠાણે, ધુર ભાગે છીજે. આ૦ ૨ કેવળ પામીને શિવગતિ ગામી, શૈલે શીઠાણે; ચરમ સમય દોએ માંહે સ્વામી, અંતિમ ગુણઠાણે. આ૦ ૩ બાકી નામ કરમની પયડી, તે સઘળી જાવે; અજર અમર નિકલંક સ્વરૂપે, નિઃકર્મા થાવે. આ૦ ૪ જે સિદ્ધ કેરી પડિમા પૂજે, તે સિદ્ધમયી હોવે; નાહી ધોઈ નિર્મળ ચિત્તે, આરીસા જોવે. આ૦ ૫ કર્મસુડણ તપ કેરી પૂજા, ફળ તે નર પાવે; શ્રી શુભવીર સ્વરૂપ વિલોકી, શિવવહુ ઘરે આવે. આવી રૂડી ભગતી મેં પહેલાં ન જાણી. ૬.

---

ચાલોને પ્રિતમજી પ્યારા, સેત્રુંજે જઇયે, સેત્રુંજે જઇયે. ચાલોને પ્રિતમજી૦ એ આંકણી. શું સંસારે રહ્યા છો મુજી, દિન દિન તન છીજે; આઠ આભની છાયા સરખી, પોતાની કીજે. ચાલો૦ ૧ જે કરવું તે પેલાં કીજે, કાલે શી વાતો; અણચિંતવીઆં આવી પડશે, સબલાની લાતો. ચાલો૦ ૨ ચતુરાઈશું ચિત્તમાં ચેતી હાથે તે સાથે; મરણતણાં નિશાનાં માટાં, ગાજે છે માથે. ચાલો૦ ૩ માતા મરૂદેવા

નંદન નિરખી, ભવ સફલો કીજે; દાનવિજે સાહેબની સેવા, એ સબલી લીજે. આલો૦ ૪.

# ચૈત્યવંદનો.

## चैत्यवंदन.

જય જય શ્રી જિનરાજ આજ, મળીઓ મુજ સ્વામી; અવિનાશી અવિકાર સાર, જગ અંતરજામી. રૂપા રૂપી ધર્મ દેવ, આતમ આરામી; ચિદાનંદ ચેતન પ્રભુ, શિવ લીલા પામી. સિદ્ધ બુદ્ધ તુજ વંદતાં, સકળ સિદ્ધ વર બુદ્ધ; રમો પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ શુદ્ધ. કાળ બહુ થાવર ગ્રહ્યો, ભમીઓ ભવ માંહી; વિગળેંદ્રી એળે ગયો, થીરતા નહીં કાંઈ. કરી પંચેદ્રી દેહમાં, વળી કરમે આવ્યો; કરી કુકર્મ નર્કે ગયો, દરિશન નવી પાયો. એમ અનંતા કાળ કરી, પામ્યો નર અવતાર; હવે ભવતારણ તું મળ્યો, ભવજળ પાર ઉતાર.

## सिद्धाचळनां चैत्यवंदनो.

શ્રી સેત્રુંજય સિદ્ધખેત્ર, દીઠે દુરગતિ વારે; ભાવ ધરીને જે ચડે, તેને ભવ પાર ઉતારે. અનંતસિદ્ધનો એ ઠામ, સકળ તિરથનો રાય; પુરવ નવાણું રીખવદેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. સુરજકુંડ સોહામણો, કવીડ જક્ષ અભીરામ; નાભિરાયા કુળ મંડણો, જિનવર કરૂં પ્રણામ.

આજ દેવ અરિહંત નમું, સમરૂં તોરૂ નામ; જ્યાં જ્યાં પ્રતિમા જિન તણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ. સેત્રુંજે શ્રી આદિદેવ, નેમ નમું ગીરનાર; તારંગે શ્રી અજિતનાથ, આબુ રિખવ જુહાર. અષ્ટાપદ ગિરી ઉપરે, જિન ચોવીશી જોડ; મણીમય મુરત માનશું, ભરતે ભરાવી સોય. સમેતશિખર તિરથવડા, જ્યાં વિશે જિન પાય; વૈભાર ગિરિવર ઉપરે, વીર જિનેશ્વર રાય. માંડવગઢનો રાજીઓ, નામે દેવ સુપાસ; રિખવ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ.

## श्री मंदिरस्वामीनुं चैत्यवंदन.

શ્રી શ્રી મંદિર વિતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી; શ્રી શ્રેયાંસ પિતા કુલે, બહુ શોભા તુમારી. ધન્ય ધન્ય માતા સતકી, જેણે જાયો જયકારી; વૃષભ લંછને બિરાજમાન, વંદે નરનારી. ધનુષ પાંચસે દેહડીએ, શોહીએ સોવનવાન; કિર્તીવિજય ઉવઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન.

# સ્તવનો.

## सिद्धाचळनुं स्तवन.

સિદ્ધાચળ ગેરી ભેટયારે, ધન્ય ભાગ્ય હમારાં. એ આંકણી. એ ગીરીવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પારા; રાયણ રિખવ સમોસર્યા સ્વામી, પુરવનવાણું વારારે. ધન૦ ૧

મુળનાયક શ્રી આદિજીનેશ્વર, ચોમુખ પ્રતિમા ચારા;
અષ્ટદ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મુલ આધારારે. ધન૦ ૨
ભાવ ભગતિશું પ્રભુ ગુણ ગાતાં, અપના જન્મ સુધારા;
જાત્રા કરી ભવિજન શુભ ભાંવે, નરગતિ દુરગતિ વારારે. ધ૦ ૩
દુર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા;
પતિત ઉધારોને બિરૂધ તુમારો, એ તિરથ જગ સારારે. ધ૦ ૪
અઢારસેં ત્યાસી માસ અષાડા, વદ આઠમ ભોમવારા;
પ્રભુકે ચરણ પસાયથી સંઘમાં, ખેમારતન પ્રભુ પ્યારારે. ધ૦ ૫

---

## मंदिरस्वामीनुं स्तवन.

( ઈડર આંબા આંબલીરે—એ દેશી. )

પુખલવઈ વિજયે જયોરે, નયરી પુંડરગિરી સાર;
શ્રી શ્રી મંદિર સાહેબારે, રાય શ્રેયાંસ કુમાર. જિણંદરાય,
ધરજ્યો ધર્મ સ્નેહ. ૧
મોટા નાના અંતરોરે, ગિરૂવા નવી દાખંત;
શશિ દરિસણ સાયર વધેરે, કૈરવવન વિકસંત. જિણંદરાય. ૨
ઠામ કુઠામ નવી લેખવેરે, જગવર અંત જલધાર;
કરદોય કુસુમેં વાસીયેરે, છાયા સવી આધાર. જિણંદરાય. ૩
રાયને રાંક સરિખા ગણેરે, ઉદ્યોતે શશિ શુર;
ગંગા જલતે બિહુ તણયારે, તાપ કરે સવિ દુર. જિણંદરાય. ૪
સરિખા સઉને તારવારે, તીમ તુમે છો મહારાજ;
મુજસુ અંતર કિમકરોરે, બાંહિ ગ્રહ્યાની લાજ. જિણંદરાય. ૫

મુહ દેખી ટીલું કરેરે, તે નવી હોય પરમાણ;
મુજરો માને સવિતણોરે, સાહિબ તેહ સુજાણ. જિણંદરાય. ૬
વૃષભ લંછન માતા સતકીરે, નંદન રૂખમણી કંત;
વાચક જશ ઇમ વિનવેરે, ભયભંજન ભગવંત. જિણંદરાય. ૭

---

## महावीरस्वामिनुं स्तवन.

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જિનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, નિર્મળ થાયે મોરી કાયારે. ગિ૦ ૧
તુમ ગુણ ગણ ગંગાજળે, હું ઝીલી નિરમળ થાઉંરે;
અવર ન ધંધો આદરૂં, નિશ દિન તોરા ગુણ ગાઉંરે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગાજળે, તે છીલર જળ નવી પેસેરે;
જે માલતી ફુલે મોહીયા, તે બાઉલ જઇ નવી બેસેરે. ગિ૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગ રાચ્યાને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યારે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું અવલંબન મુજ પ્યારોરે;
વાચકજશ કહે માહરે, તું જગજીવન આધારોરે. ગિ૦ ૫

---

## शांतिनाथनुं स्तवन.

ધન દિન વેળા ધન ઘડી તેહ, અચિરાનો નંદન જિનજી ભેટસ્યુંજી; લહીશુંરે સુખ દેખી મુખચંદ, વીરહ બ્યથાનાં દુઃખ સવી મેટસ્યુંજી. ૧ જાણ્યોરે જેણે તુજ ગુણ લેશ, બીજોરે રસ તેહને મન નવી ગમેજી; ચાખ્યોરે જેણે અમી લવલેશ, બાકશ બુકશ તસ ન રૂચે કેમેજી. ૨ તુ૦

જ સમકિત રસ સ્વાદનો જાણ, પાપકુ અભંતે આજુ દિન સેવીઉજી; સેવા જે કરમને જોગે તાહે, વાંછે તે સમકિત અમૃત ધુરિ લખ્યુંજી, ૩ તાહરૂં ધ્યાન તે સમકિત રૂપ, તેહજ જ્ઞાનને ચારિત્ર તેહ છેજી; તેથીરે જાએ સઘળાં હો પાપ, ધ્યાતારે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી. ૪ દેખીરે અદ્‌ભૂત તાહરૂ રૂપ, અચરીજે ભવિક રૂપી પદ વરેજી; તાહરી ગત તું જાણ હો દેવ, સમરણ ભજન તે વાચકજશ કહેજી. ૫

## सिद्धभगवाननुं स्तवन.

સિદ્ધ જગત શીરે શોભતા, રમતા આતિમરામ;
લક્ષ્મી લીલાની લેહેરમાં, સુખીયા છે શીવ ઠામ. સિ૦ ૧
મોહાનંદ અમ્રત પદ નમો, સિદ્ધિ કૈવળી નામ;
અપુર્નભવ બ્રહ્મપદ વળી, અક્ષયસુખ વિશરામ. સિ૦ ૨
સંશ્રય નિશ્રય અક્ષરા, દુઃખ સમસ્તની હાણ;
નિવૃતિ અપ વર્ગતા, મોક્ષ સુગતિ નિરવાણ. સિં૦ ૩
અચલ મહોદય પદ લહ્યું, જોતાં જગતના ઠાઠ;
નિજ નિજ રૂપેરે જુ જુઆ, બિતાં કર્મ તે આઠ. સિ૦ ૪
અગુરૂ લઘુ અવગાહના, નામે વિકસે વદન;
શ્રી શુભવીરને વંદતાં, રહીએ સુખમાં મગન. સિ૦ ૫

## થાયો.

પ્રહ ઉઠી વંદુ, રિખવ દેવ ગુણવંત; પ્રભુ બેઠા સોહાય,

સમવસરણ ભગવંત; ત્રણ છત્ર બિરાજે, ચમર ઢાળે ઇંદ્ર; જનના ગુણ ગાવે, સુરનર નારીના વૃંદ. ૧

---

શ્રી શ્રી મંદિર જિનવર, સુખકર સાહેબ દેવ; અરિહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ; સકળ આગમ પારક, ગણધર ભાખિત વાણી; જયવંતી આણા, જ્ઞાનવિમળ ગુણ ખાણી.

---

પુંડરગિરી મહીમા, આગમમાં પરસિદ્ધ; વિમલાચળ ભેટી, લહીએ અવિચળ રિદ્ધ; પંચમગતિ પોહોત્યા, મુનિવર કોડા કોડ; એણે તિરથે આવી, કર્મ વિપાતક છોડ.

---

શ્રી સેત્રુંજે તિરથ સારો, ગિરીવરમાં જેમ મેરૂ ઉદારો, ઠાકોર રામા પાસ; મંત્ર માંહી નવકારજ જાણું, તારામાં જેમ ચંદ્ર વખાણું, જળધર જળમાં જાણું; પંખીમાં ઉત્તમ જેમ હંસ, કુળમાંહી જેમ રિખવનો વંશ, નાભિ તણો એ અંશ; ખેમાવંતમાં શ્રી અરિહંત, તપસુરામાં મહા મુનિવંત, સેત્રુંજે ગયા ગુણવંત.

---

દિન સકળ મનોહર, બીજ દિવસ સુવિશેષ; રાય રાણા પ્રણમે, ચંદ્રતણી જ્યાં રેખ; તિહાં ચંદ્ર વિમાને શાશ્વતા જિનવર જેહ; હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ.

# जिन नव अंग पूजाना दुहा.

જળ ભરી સંપુટ પત્રમાં, જુગલીક નર પૂજંત;
રિખવ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત. ૧
જાનુ અંગે કાઉસ્સગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવલ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨
લોકોતિક વચને કરી, વરસ્યા વરશી દાન;
કરકંડે પ્રભુ પૂજતાં, પૂજો ભવિ બહુ માન. ૩
માન ગયો દોય હંસથી, દેખી વિરજ્ય અનંત;
ભુજાબળે ભવજળ તર્યા, પૂજો ખંધ મહંત. ૪
સિદ્ધસિલા ગુણ ઉજળી, લોકંતે ભગવંત;
વશિયા તેણે કારણ ભવી, સિર શીખા પુજંત. ૫
તિર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાળ તિલક જયવંત.
સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
મધુર ધ્રુની સુરનર સુણે, તિણે ગળે તિલક અમુલ.
હૃદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગને રોશ;
હેમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ.
રત્નત્રય ગુણ ઉજળી, સકળ સુગુણ વીસરામ;
નાભી કમળની પૂજના, કરતાં અવિચળ ધામ.
ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જિણંદ;
પૂજો બહુ વિધ રાગશું, કહે શુભ વીર મુણિંદ. ૧